# પરમેશ્વરનો વિદૂષક

## ઇટાલીની લોકકથા

ટોમી ડીપાઓલા



નાનો જિઓવાન્ની ગરીબ અને બેઘર છે, પણ એ કંઈક અદ્‌ભૂત કરી શકે છે: એ "જગલિંગ" (દડા, રકાબી વગેરેના હાથચાલાકીના ખેલ) કરી શકે છે.

સોરેંટોના માણસો એની પ્રતિભા પર આશ્ચર્ય કરે છે, અને થોડા સમયમાં એ સમગ્ર ઇટાલીમાં રંગીન દડાનું ઇન્દ્રધનુષ બનાવવા માટે પ્રસિધ્ધ થઈ જાય છે, જે અમીર વર્ગ અને સાધારણ લોકોને એકસરખા ખુશ કરે છે.

પણ જેમ-જેમ વર્ષો વીતે છે, જિઓવાન્ની વૃધ્ધ થઈ જાય છે, અને એની પ્રતિભા ક્ષીણ જતી જાય છે. હવે એ એક પ્રસિધ્ધ કલાકાર નથી રહેતો. એ ફરી એક વાર ગરીબ અને બેઘર થઈને ભોજન માટે ભીખ માંગે છે.

પણ એક નાતાલની પૂર્વ સંધ્યાએ જિઓવાન્ની રંગીન દડાના એના ઇંદ્રધનુષને ફરી ઉપર ઉઠાવે છે. અને પછી જે થાય છે એ ચમત્કાર હોઈ શકે...





# પરમેશ્વરનો વિદૂષક

## ઇટાલીની લોકકથા

ટોમી ડીપાઓલા


સોરેન્ટોમાં ઘણા-ઘણા વર્ષો પહેલા...

જિઓવાન્ની નામનો એક નાનો છોકરો રહેતો હતો, જેના માઁ અને પિતા ન હતા. એ ફાટેલા કપડાં પહેરતો હતો અને ઘરે-ઘરે જઇને રોટલીની ભીખ માંગતો અને કોઇ દરવાજામાં સૂઈ જતો હતો.

પણ એ ખુશ હતો, કારણકે એ કંઈક અદ્‌ભૂત કરી શકતો હતો.

એ જગલિંગ કરી શકતો હતો.

રોજ એ મિસ્ટર બાપ્ટિસ્ટાના ફળ અને શાકભાજીના સ્ટોલ પર જતો હતો અને જગલિંગ કરતો હતો.



એ લીંબુ અને સંતરા, સફરજન અને રીંગણાં, અને ઝૂચીનીને હવામાં ઉછાળતો હતો અને ફરી એને પકડતો હતો.



જિઓવાન્નીને જોવા ભીડ જમા થઈ જતી હતી, અને જયારે એનો ખેલ સમાપ્ત થઈ જતો, તો લોકો મિસ્ટર બાપ્ટિસ્ટા પાસેથી ફળ અને શાકભાજી ખરીદતા હતા. એ પછી મિસ્ટર બાપ્ટિસ્ટાની પત્ની જિઓવાન્નીને એક કટોરો ગરમ સૂપ આપતી હતી. આ એક બહુ સારી વ્યવસ્થા હતી.



એક દિવસ એક પ્રવાસી ખેલાડીઓનું સર્કસ એના શહેરમાં આવ્યું. અર્લેચિનો અને કોલોમબીનાને સુંદર કપડામાં નાચ કરતા જિઓવાન્નીએ જોયા.

"ઓહ," જિઓવાન્નીએ મનમાં કહ્યું, "મારે માટે આ જ જીવન છે!"

એટલે જયારે સર્કસ પૂરું થયું, તો જિઓવાન્નીએ જઇને સર્કસના ઉસ્તાદ સાથે વાત કરી.

"નહીં, નહીં," ઉસ્તાદે કહ્યું, "મારે તારા જેવા ચીંથરેહાલ ભિખારી છોકરાનું કોઈ કામ નથી. ક્યાંક બીજે જઇને ભીખ માંગ."

"પણ હું બહુ મદદગાર થઇ શકું છું," જિઓવાન્નીએ વિનંતી કરી. "હું સામાન બાંધવામાં અને ખોલવામાં મદદ કરી શકું છું. હું ગધેડાની સંભાળ રાખી શકું છું. અને ઉસ્તાદ," જિઓવાન્નીએ આગળ કહ્યું, "હું જગલિંગ પણ કરી શકું છું."





"સારું છે," જગલિંગ જોયા પછી ઉસ્તાદે કહ્યું. "થોડી વધારે તાલીમ અને થોડા વધારે અભ્યાસ પછી... ભલે! પણ હું પૈસા નહીં આપું. સૂવા માટે જગ્યા, ઈટાલીના સૌથી સારા ખેલાડીઓનો સાથ અને ખાવા માટે નૂડલ્સનો એક કટોરો. બસ એટલું જ તને મળશે."

"આભાર, સાહેબ!" જિઓવાન્નીએ કહ્યું.

"જા તારો સામાન લઈ આવ. આપણે એક કલાકમાં અહીંથી નીકળવાના છીએ."

જિઓવાન્નીએ મિસ્ટર અને મિસિસ બાપ્ટિસ્ટાને આવજો કહ્યું અને એ સર્કસમાં એક ખેલાડી બની ગયો.

થોડા સમય પછી, ઉસ્તાદે એને એક પોશાક આપ્યો અને જિઓવાન્નીટોળાં સામે જગલિંગ કરવા લાગ્યો.

એ એક વિદૂષકનો પોશાક પહેરીને નાટક શરુ થયા પહેલા પડદાની બહાર નીકળીને નમન કરતો હતો. પછી એ એક રંગીન બેગ ખોલીને એક જાજમ બિછાવીને શરુ કરતો હતો.

એ હવામાં વાંસના દંડા ફેંકીને એને પકડતો હતો. પછી પ્લેટ ફેંકતો હતો.

અને પછી એ દંડાની ઉપર પ્લેટને સંતુલિત કરીને એને ધુમાવતો હતો. એ ક્લબ, રિંગ, અને સળગતી મશાલ હવામાં ફેંકીને એને પકડતો હતો.





અંતમાં, એ એક લાલ દડો અને એક નારંગી દડો ફેંકતો હતો.

પછી એક પીળો દડો.

પછી એક લીલો, એક વાદળી અને એક જાંબુડી દડો ફેંકતો હતો અને એવું લાગતું હતું કે એક ઇન્દ્રધનુષ જગલ કરી રહ્યો છે.

"અને હવે સ્વર્ગમાં સૂર્ય!" એ બૂમ પાડતો. જગલિંગ ચાલુ રાખીને એ એક ચમકતો સોનેરી દડો ઉઠાવતો અને એને ઉપર અને વધારે ઉપર, ઝડપથી અને વધારે ઝડપથી ઉછાળતો હતો. અને ટોળું કેવું એનું અભિવાદન કરતું હતું!



થોડા સમયમાં જિઓવાન્ની બહુ પ્રસિધ્ધ થઈ ગયો, અને આખરે એણે સર્કસને અલવિદા કહીને એકલો જ નીકળી પડયો.

એણે ઇટાલીના બધા શહેરોની યાત્રા કરી, અને ભલે એનો પોશાક હવે બહુ સુંદર હતો, તો પણ એ હંમેશા એના ચહેરા ઉપર એક વિદૂષકનું મહોરું પહેરતો હતો.

એક વાર એણે એક ડ્યૂક માટે જગલિંગ કર્યું.

એક વાર એક રાજકુમાર માટે!

અને દરેક વખતે એકસરખું જ હતું.

પહેલા દંડા, પછી પ્લેટ, પછી ક્લબ, રિંગ અને સળગતી મશાલો.

અંતમાં એ રંગીન દડાનું ઇન્દ્રધનુષ દેખાડતો હતો.

"અને હવે સ્વર્ગમાં સૂર્યને જુઓ!" એ બૂમ પાડતો, અને સોનેરી દડો ઊંચો અને વધારે ઊંચો જતો અને ભીડ હસતી અને તાળી પાડતી અને અભિવાદન કરતી.



એક દિવસ, બે શહેરોની વચ્ચે, જિઓવાન્ની એક વૃક્ષની છાયામાં પાઉં અને પનીર ખાઈ રહ્યો હતો. બે સાધુ રસ્તા પરથી એની પાસે આવ્યા.

"શું તું તારા ભોજનમાંથી થોડું અમને આપીશ, સારા વિદૂષક?" એમણે પૂછ્યું, "ભગવાનનો પ્રેમ અને અમારા સંત ફ્રાન્સિસના આશીર્વાદ માટે?"

"બેસો, સાથિઓ," જિઓવાન્નીએ કહ્યું, "મારી પાસે ઘણું ખાવાનું છે."

પછી ત્રણે જણા જમ્યા. બંને સાધુઓએ જિઓવાન્નીને જણાવ્યું કે કેવી રીતે એ એક શહેરથી બીજા શહેર જતા હતા, ભોજન માટે ભીખ માંગતા હતા, અને પરમેશ્વરના પ્રેમ અને આનંદનો સંદેશો ફેલાવતા હતા.

"અમારા સ્થાપક, સંત ફ્રાન્સિસ, કહે છે કે બધા ભગવાનની મહિમાના ગીત ગાય છે. તારું જગલિંગ પણ," એમાંથી એક સાધુએ કહ્યું.

"તમારા જેવા લોકો માટે એ સારું હશે, પણ હું તો ફક્ત લોકોને હસાવવા અને તાળીઓ પાડવા માટે જગલિંગ કરું છું," જિઓવાન્નીએ એ કહ્યું.

"વાત એ જ છે," સાધુઓએ કહ્યું. "જો તું લોકોમાં ખુશી ફેલાવે છે, તું ભગવાનનો પણ મહિમા કરે છે."

"જો તમે એવું કહેતા હોય તો!" જિઓવાન્નીએ હસીને કહ્યું. "પણ હવે મારે બીજા શહેર માટે નીકળવું જોઈએ. આવજો, ભાઈઓ, તમને શુભકામનાઓ!"



અને જિઓવાન્ની જ્યાં પણ ગયો, હવા એના ઊડતા દંડા અને પ્લેટથી ભરાઈ ગઈ, અને એની ક્લબ અને રિંગ અને મશાલથી પણ. અને હંમેશા એના રંગીન દડાના ઇંદ્રધનુષથી અને સ્વર્ગમાં સૂર્ય થી.



અને જિઓવાન્ની જ્યાં પણ જતો, ટોળાના ચહેરા પર સ્મિત આવી જતું, અને હાસ્ય અને અભિવાદનનો અવાજ શહેરોમાં ગૂંજતો.



આ રીતે ઘણા વર્ષો વીતી ગયા.

હવે જિઓવાન્ની વૃધ્દ થઇ ગયો અને સમય મુશ્કેલ થઈ ગયો.

લોકો હવે એનો શો જોવા રોકાતા ન હતા. "એ ફક્ત જૂનો જોકર છે જે જગલિંગ કરે છે. આપણે બધાએ એને પહેલા જોયો છે," લોકો કહેતા.



જિઓવાન્ની દુઃખી હતો, તો પણ એણે જગલિંગ ચાલુ રાખ્યું. પણ એક દિવસ "સ્વર્ગનો સૂર્ય" નીચે પડયો અને ઇંદ્રધનુષના દડા નીચે પડયા અને ચારે બાજુ ઉભેલા ટોળાએ એની મજાક ઉડાવી.

હવે લોકો ખુશ ન હતા.

પછી એ લોકોએ એક ખૂબ ખરાબ કામ કર્યું. એમણે જિઓવાન્ની પર શાકભાજી અને પથ્થર ફેંક્યા. એને એનો જીવ બચાવીને ભાગવું પડયું.





એક ઝરણાં પાસે, જિઓવાન્નીએ એનું વિદૂષકનું મહોરું ઉતાર્યું. એણે એના દંડા, પ્લેટ, ક્લબ, અને રિંગ અને રંગીન દડા મૂકી દીધા. એણે એનો પોશાક ઉતાર્યો, અને એણે જગલિંગ હંમેશ માટે છોડી દીધું.

એની પાસે જે થોડા પૈસા હતા, એ થોડા સમયમાં ખલાસ થઈ ગયા, એના કપડાં ફાટી ગયા અને એણે ખાવા માટે ભીખ માંગી અને દરવાજામાં સૂતો, જેમ એ બાળપણમાં કરતો હતો.

"ઘરે જવાનો સમય થઈ ગયો છે," બુઢ્ઢાએ થાકીને કહ્યું. અને એ સોરેંટો પાછો ફર્યો.

જયારે એ આખરે સોરેંટો પહોંચ્યો ત્યારે શિયાળાની એક ઠંડી રાત હતી.

પવન જોરથી ફૂંકાતો હતો, અને બર્ફીલો વરસાદ વરસી રહ્યો હતો.

લિટ્લ બ્રથર્સનો ધાર્મિક મઠ અસ્પષ્ટ દેખાઇ રહ્યો હતો.

બારીઓમાં અંધારું હતું.

ભીનો અને ઠંડો, બુઢ્ઢો જિઓવાન્ની ચર્ચમાં ઘુસ્યો અને એક ખૂણામાં ઢગલો થઈને પડયો. થોડી વારમાં એ સૂઇ ગયો.





સવારે સંગીતે એને જગાડયો. ચર્ચ મીણબત્તીની રોશનીથી ઝળાંહળાં થઇ રહ્યું હતું અને લોકો ગાઇ રહ્યા હતા, "ગ્લોરિયા! ગ્લોરિયા!"

આટલી સુંદરતા જોઇને જિઓવાન્નીને એની આંખો પર વિશ્વાસ જ ન થયો. પુજારીઓ, બહેનો અને નગરવાસીઓની એક લાંબી શોભાયાત્રા, બધા સુંદર ભેટ લઇને, ચર્ચમાં થઇને જઇ રહ્યા હતા.

એમણે એની ભેંટ એક મહિલા અને એના બાળકની મૂર્તિ સામે રાખી.

"આ બધું શું છે?" પાસે ઉભેલી એક મહિલાને જિઓવાન્નીએ પૂછ્યું.

"વૃધ્ધ માણસ, શું તને ખબર નથી - આજે પવિત્ર બાળક ઈસુનો જન્મદિવસ છે," મહિલાએ કહ્યું. "આ ભેટ-સોગાદોની શોભાયાત્રા છે."



ગાયન સમાપ્ત થવા સુધી જિઓવાન્ની વિસ્મયથી જોતો રહ્યો. પછી ધીરે-ધીરે ચર્ચ ખાલી થઇ ગયું, અને મહિલા અને એના બાળકની મૂર્તિની ચારે બાજુ મીણબત્તીના પ્રકાશને છોડીને બાકી બધી જગ્યાએ અંધારું છવાઇ ગયું.

જિઓવાન્ની મૂર્તિની નજીક ગયો. મહિલા ના બાહુઓમાં બાળક બહુ ગંભીર અને કઠોર લાગી રહ્યો હતો.





"ઓહ, લેડી," જિઓવાન્ની બોલ્યો, "કાશ કે મારી પાસે પણ બાળકને આપવા માટે કંઈક હોત. આટલા બધા સુંદર ઉપહારો છતાં તમારો બાળક બહુ દુઃખી અને ઉદાસ લાગી રહ્યો છે. પણ ઉભા રહો - મને લોકોને હસાવતા આવડે છે."

જીઓવાન્નીએ એની બેગ ખોલી અને એનો જૂનો પોશાક કાઢ્યો. એણે એનું વિદૂષકનું મહોરું પહેર્યું, નાની જાજમ બિછાવી, અને જગલિંગ કરવા લાગ્યો.

પહેલા દંડા. પછી પ્લેટ. પછી દંડા પર પ્લેટને ઘૂમાવી. અને પછી ક્લબ અને રિંગ...

દરવાજો બંધ કરવા આવી રહેલા બ્રધર સેક્સટને જિઓવાન્નીને જગલિંગ કરતા જોયો. એ એકદમ આઘાતગ્રસ્ત થઈ ગયા.

"ફાધર," એણે બૂમ પાડી, અને પાદરીને બોલાવવા દોડયા.

"અધર્મ થઈ રહ્યો છે, જલ્દી ચાલો!"



પણ જિઓવાન્નીએ ન તો બ્રધર સેક્સટનને સાંભળ્યા કે ન તો એને જોયા.

"અને હવે," બાળકને જોઈને સ્મિત કરતા જિઓવાન્નીએ  કહ્યું,

"પહેલા લાલ દડો, પછી નારંગી..."



"પછી પીળો."

"પછી લીલો, વાદળી અને જાંબુડી."

બધા દડા હવામાં ઉપર જઇને એક ઇન્દ્રધનુષ જેવા દેખાતા હતા.

"અને અંતમાં," જિઓવાન્નીએ બૂમ પાડી, "સ્વર્ગમાં સૂરજ!" સોનાનો દડો ઉપર અને ગોળ-ગોળ, વધારે ઉપર જવા લાગ્યો. જિઓવાન્નીએ એના જીવનમાં એટલું સરસ જગલિંગ ક્યારેય કર્યું ન હતું.

ઉપર અને ઉપર, વધારે અને વધારે ઝડપથી. હવામાં રંગનો ઝગમગાટ થઈ ગયો. એ ભવ્ય હતું!

જિઓવાન્નીનું હૃદય ધડકવા લાગ્યું.

"આ તારે માટે છે, પ્યારા બાળક, તારે માટે!" એણે ખુશીથી બૂમ પાડી.



ત્યાં અચાનક એનું નબળું હૃદય બંધ પડી ગયું.

અને જિઓવાન્નીનું મૃત શરીર ભોંય પર પડી ગયું.




પાદરી અને બ્રધર સેક્સટન દોડીને અંદર આવ્યા. બુઢ્ઢા જિઓવાન્ની ઉપર ઝૂકતાં, પાદરીએ કહ્યું, "જુઓ આ ગરીબ વિદૂષક મરી ચુક્યો છે. તેના આત્માને શાંતિ મળે."
પણ બ્રધર સેક્સટન પાછળ હટ્યા, અને ખુલ્લા મોઢાથી એણે લેડી અને પવિત્ર બાળકની મૂર્તિને તાકીને જોઈ. "અરે ફાધર," એણે ઈશારો કરીને કહ્યું, "અરે ફાધર, જુઓ!"

બાળક સ્મિત કરી રહ્યું હતું, અને
એના હાથમાં સોનેરી દડો હતો.



સમાપ્ત